# ચાલુ જમાનો યાને સોનેરી શીખામણ.

## સફળ ગણો તેનો સંસાર

(૧)

જે ઘર વાસ ખુશાલી કેરો, આનંદ દીસે ભરપુર,
બુદ્ધિશાળી ગુણવાન પુત્રથી, નિવાસ કેરૂં વધતું નુર;
જે ઘરમાં ગૃહિણી અમૃતસમ, વાણીનો કરતી ઉચ્ચાર,
ધન્ય ! જીંદગી જગતમાં તેની, સફળ ગણો તેનો સંસાર.

(૨)

પ્રાણપતિ ઇશ્વર સમ સમજી, સતી ધર્મને આચરનાર,
જ્ઞાનરૂપી ધન ખરૂં જ માની, નીતિનો સમજે શુભસાર;
પતિ પત્નિમાં પ્રેમ અરે ! જ્યાં, દંપતી સદગુણનો ભંડાર,
ધન્ય ! જીંદગી જગમાં તેની, સફળ ગણો તેનો સંસાર.

( ૩ )

આજ્ઞા વશ છે પુત્ર પુત્રીઓ, અનુચરો વશ છે નિર્ધાર,
જે ઘરમાં મહેમાન પામતા, ઉત્તમ આદરમાન અપાર;
બિરાદરોને ઇષ્ટ જનોનું શુભ કરવા જે છે તૈયાર,
ધન્ય ! જીંદગી જગમાં તેની, સફળ ગણો તેનો સંસાર.

( ૪ )

જે ઘર વિનોદ બાળકના, એ મીઠા મચહરવેણ સુણાય,
દુર થઇ સઘળા પરીતાપો, દુઃખડાં અંતરનાં વીસરાય;
ભવિષ્યના નર રત્ન પારણે, ઝુલાવે જગમાં જે નાર,
ધન્ય ! જીંદગી જગમાં તેની, સફળ ગણો તેનો સંસાર.

( ૫

જે ઘર પ્રવેશ કરતાં ત્યાં જો સંપ, સુખ શાન્તી દેખાય,
નિત્ય સમાગમ સજ્જન કેરો, દેશ દાઝથી ઉર ઉભરાય;
જન હિતકારી કામો માટે, યત્ન કરે જે નરનાર,
ધન્ય ! જીંદગી જગમાં તેની, સફળ ગણો તેનો સંસાર.

( ૬ )

ગર્વ ક્રોધ ઇર્ષાને જુઠા મમતને, જે જન તજનાર,
સારા નરસા જનને જગમાં, કરી કસોટી ઓળખનાર:
દેશ તણું અભીમાન ધરી ઉર, તન મન ધન અર્પણ કરનાર,
ધન્ય ! જીંદગી જગમાં તેની, સફળ ગણો તેનો સંસાર.

મુસલમાન કે હીંદુ પારસી, ગરીબ તવંગર જાગીરદાર,
મુલક તણા મહીપતી ભલે, હો એક પિતા જાણે કિરતાર;
પ્રેમ ભક્તિ રગરગમાં ઉછળી, સમદ્રષ્ટીથી જે જોનાર,
ધન્ય ! જીંદગી અબદુલ તેની, સફળ ગણો તેનો સંસાર.

મુંબઇ.

---

# એક મુંબઇમાં આવી લલચાયેલો ગામડીઓ.

## મુંબઇનિ મઝા.

( રાગ મરશીયો. )

હાય હાયરે આ મુંબાઇમાં આવી લોભાયો
જોઇ નાટક સીનેમાં લલચાયોરે...હાયરે
પ્રથમ ગામડામાં હું તો રહેતો તો ધંધો ખેતીવાડીનો કરતો થો
બાળ બચ્ચાની ભેગો ફરતોરે...હાય
સુરત રાંદેર અડા જણુ ને ભાઠે ખેતર ખેડતો હતો મારા હાથે
કરજ નો તુ પઇસાનું મારા માથેરે...હાય
સુણી શહેરીઓના અમે ગપાટા આવી મુંબઇ થઇ ગયા ફરતાં
નિત્ય નોકરી શોધ હમે કરતારે...હાય
મને નોકરી મળી છે સીતેરની મોઝ કરવા માંડી મુંબાઇ શહેરની
ચીંતા કરતો નહિ હું મારા ઘરનીરે...હાય
સાત વરસ મેં નોકરી બજાવી સાધારણ મેં પુંજી જમાવી
પછી મુંબઇમાં બાયડી તેડાવીરે...હાય

પગાર સીતેર સપાટે હું લાવું બાર ભાડાવાળાને સુઝાતું
ખરચો ખેંચી ખુંચીને ચલાવુંરે...હાય
લગની લાગી મને આ પરદેશની વાત વીસરી ગયો મારા દેશની
લાગી લાલચ આ સટ્ટાને રેશનીરે...હાય
ધોતી ધોએલી એ ખુટીએ ભરાવી કોટ પાટલુન કોલર ટાઇ લગાવી
મહાલક્ષ્મીની ટેક્ષી મંગાવીરે...હાય
ગયો થાકી કમાવી કમાવી હૃદય બાળીને લક્ષ્મી જમાવી
આખર મુંબઇની રેસમાં ગુમાવીરે...હાય
હું તો જાણુતો મુંબઇ હશે સારૂં પણ આ તો લક્ષ્મીને હરનારૂં
હશે નાણું તો થાશે ઠેકાણુંરે...હાય
ગયા નાણાં તે બહુ ખટકતા કામ ધંધાથી રહીયા લટકતા
આખર મુંબઇમાં થઇ ગયા ભટકતારે...હાય
આખર નોકરી ગઇ મારી છુટી ભાઇ બંધુથી યારી પણ તુટી
પછી મુંબઇમાં ખરચી ગઇ ખુટીરે...હાય
મને કરજવાળાં કલ કલાવે ઘરે ભાડાવાળો ગભરાવે
વળી સ્વપ્નામાં ઘોડા સતાવેરે...હાય
વળી બાયડી હૃદય મારૂં બાળે બાળ બચ્ચાને હેડા પછાડે
લાગ ફાવે તો લાકડું ઉપાડેરે...હાય
શનિવારે ગયો હું રેસમાં દાવ દાણી લગાવયોથી વીનમાં
ઘોડો આવીને ઉભો પ્લેસમાંરે...હાય
રીઝલ વાંચી વાંચીને હું થાકીયો ઘોડા બદલી બદલી પણ થાકયો
તો પણ રેસનો સ્વાદ નવ ચાખ્યોરે...હાય
લખ્યું ભવિષ્યમાં તે નહિ મટનારૂ મોત આવે તો હવે બહુ સારૂ
નહિ રહ્યું મુંબઇમાં ઠેકાણુંરે...હાય

શનિવારે જીતીને હટકતા ટેકસી વીકટોરીયામાં ફરતાં
બુધવારે ખીસ્સા ખાલી કરતારે...હાય
ગામ છોડીને આવશો ભાઇ શહેરમાં કંઇ નથી બચતી પાઇ
ચોપડીની કીંમત છ પાઇ...હાય

---

# પ્રણય વૃદ્ધિ વિનોદમાં

તું પ્રેમ મંદીરની પુજા વિનોદમાં કરતી હતી
તું હાસ્ય રસના હોજમાં વિનોદમાં ન્હાતી હતી
નાથ કેરા ધ્યાનમાં તું વિનોદમાં હસતી હતી
યૌવન કેરા બાગમાં તું વિનોદ પ્રેમે જપતી હતી
તું યુવાની કેરા હિંચકે વિનોદમાં હિંચતી હતી
પ્રેમ મસ્તી કેરા પુરમાં વિનોદથી ચઢતી હતી
સ્નેહમયી આંખ તારી વિનોદથી તરસાવતી
કોમળ તારા કંઠે પતીને વિનોદથી પોકારતી
સ્નેહની એ વેલડી વિનોદમાં ઝુલતી હતી
અણમોલ તારી જીંદગી વિનોદમાં વિતાડતી
મંદ મંદ હાસ્ય તારૂં વિનોદથી આ ભાવતું
સ્પર્શ કરવા હૃદયને વિનોદમાં આલીંગતું
નયન તણા મારથી વિનોદ મસ્તી તો હતી
ગૌર ગુલાબી ગાલમાં વિનોદ લાલી વીકશાવતી
મદન બાણુ વાગ્યા મુને વિનોદમાં તું બોલતી
સંસાર સફળતા મળવી વિનોદમાં તુ ઝુલતી

સામ્રાજ્ય પ્રણય રસનું વિનોદથી વધતું હતું
મુખચંદ્ર તારૂ સુંદરી વિનોદમાં હસતું હતું
સરીતા વ્હેતી સ્નેહની વિનોદમાં જલ ઝુલતુ
સંસારની રસધાર મારી વિનોદમાં દીલ ભેટતું
સૃષ્ટિ પ્રણયમાં તું વિનોદને વિકસાવજે
આનંદ જીવન આપવા વિનોદને તું સ્થાપજે
સંગીન, સંગીત સૌંદર્યમાં વિનોદને તું લાવજે
દાંમ્પત્ય તણા સુખમાં વિનોદ તું વરસાવજે

---

રાગ–મેરે મૌલા બોલાલે મદીના મુજે. )

ખરચાં ખુબ વધ્યાં હવે બંધ કરો,
ખીસાં ખાલી થયાં તેનો ખ્યાલ કરો.

રોટી વીના બંધુ કરોડો, આ દેશમાં આજે રહે.
વીના મોતે કંઇક મરતા, કહેતા આંસુડાં વહે;
એવા દીન બંધુ જરા વહાર કરો (૨) ખરચાં.

કૉલર નૅકટાઇ કોટ જાકીટ, પેન્ટ વિદેશી પહેરતા,
વેશ ગમે નહીં દેશનો, વિદેશીમાં રાજી થતાં;
વેશ દેશનો ના તમે દુર કરો (૨) ખરચાં.

આંખો છતાં ચસ્મા ચડાવો બુટો જોઇએ વીલાયતી,
ચચો તબેલો સાફ પણ, ફેશન હજુ ના કઇ જતી;
ફેશન, ફેશનમાં શું ! ફુલ્યાં કરો (૨) ખરચાં.

ખરચાં વધ્યાં આજે ઘણા, અત્તર, અને તેલો તણા.
ભભકા મહી ભારે ખુવારી, થઇ દેશની રહીના મણા;
ભભકા ખોટા હવે ભાઇ દુર કરો (૨) ખરચાં.
ધર્મ ભ્રષ્ટ વીદેશી બીડીયે, લાખો કરોડો જાય છે,
અક્કલ વીનાના આદમીથી, ના હજુ છોડાય છે;
હાલ બેહાલ થયા બંધુ ખ્યાલ કરો (૨) ખરચાં
ફેશન તણા ફંદે ફસાઇ, શું ફાયદો કાઢયો કહો,
દેશનો પૈસો ખરે, પરદેશમાં ચાલ્યો ગયો;
હવે રહ્યો તેનો કંઇ બચાવ કરો (૨) ખરચાં.
મેટ્રીક થયા, બી. એ. થયા, એમ. એ. થયા શાકામના,
ભટકી ભણેલા ભીખ માગે આ દેશમાં આજે ઘણા;
પુનઃ હુન્નર ઉદ્યોગને હાથ ધરો (૨) ખરચાં.
ભણ્યા ભણ્યા પણ ન ગણ્યા, અને જ્ઞાન ગોખણીયું રહ્યું,
શુરવીરતા બેઠા ગુમાવી, હાડ હરામી થઇ ગયું;
આશા પરની સદાનો ત્યાગ કરો (૨) ખરચાં.
શોખો વધ્યા હોટલ તણા, પૈસા ખરાબી થાય છે,
ચાયના પ્યાલા ચડાવી, શક્તિ શરીરની જાય છે;
એવા શોખ નમાલાનો નાશ કરો (૨) ખરચાં.
નાટક સીનેમાના બહુ શોખો વધ્યા આજે ખરે,
તન, મન અને ધનની ખરાબી, આંખો ના ખુલે અરે;
પૈસા બરબાદી થતો હવે બંધ કરો (૨) ખરચાં.
ઓઝલ તણી રહેનારીઓ, આજે અહીં અથડાય છે,
નાટક સીનેમા ભરી બજારે બહુ ભટકવા જાય છે;
બહુ છુટાપણું દેવું બંધ કરો (૨) ખરચાં.

१७५०५ ( ८ )

ફેશન વધી છે નવ નવી, પોલકા અને ચોળી મહીં
ગુણીકા તણા વેશો ભજાવે, ચમ્પલ વીના ચાલે નહી;
નથી સાર ફેશનમાં વીચાર કરો (૨) ખરચાં.
મન મોહયા મલમલ થકી, બારીકીથી બ્હેનો તણા,
ફાયદો કાઢયો નહી પણ વ્યભીચાર વધ્યો રહીના મણા;
એવા બારીક વસ્ત્રનો હવે ત્યાગ કરો (૨) ખરચાં.
ચુડી ગઇ ચુલા મહિ, શોખો વધ્યા બંગડી તણા,
એ કાચના કટકા થકી, પૈસા થયા છે પાણી ઘણા;
જુના રીત રીવાજો ના દુર કરો (૨) ખરચાં.
આવક ઘટી ખરચા વધ્યા, ઉંઘો છતાં શું ? આંધળા,
પસ્તાઇ મરશો આખરે, રોકી વીના સમજો ભલાં;
કહે શામજી કહેવું મારૂં કાન ધરો (૨)
( બોટાદવાલા )

---


પ્રકાશક

બાબુ નારણદાસ મોહનલાલ પટેલ.

ઠે. દરીઆપુર, નાની હવેલીની પોળ

અમદાવાદ.



સંવત ૧૯૮૫ પ્રત ૨૦૦૦ સને ૧૯૨૯

કીંમત ૦-૦૬



ધી રોયલ પ્રીન્ટીંગ પ્રેસમાં રાયચંદ હીરાચંદે છાપ્યું.
ઠે. કાલુપુર કપાસીઆ બજાર અમદાવાદ.